

સટિપ્પણ

# सदुपदेशक पद्यो.

ચિ૦ મોતીબાઇના સ્મરણાર્થે પ્રકટ કરનાર

**સંઘવી કલ્યાણજી ચતુર્ભુજ.**

બજારગેટ, કોટ, મુંબઇ.

અમદાવાદ:

નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યાં.

શાકે ૧૮૩૦. સંવત ૧૯૬૫. ખ્રીસ્તાબ્દ ૧૯૦૯.

મૂલ્ય રૂ. ૦-૧-૦.



સટિપ્પણ

# सदुपदेशक पद्यो.

ચિ૦ મોતીબાઇના સ્મરણાર્થે પ્રસિદ્ધ કરનાર

સંઘવી કલ્યાણજી ચતુર્ભુજ.

બજારગેટ, કોટ, મુંબઇ.


અમદાવાદઃ

નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં લલ્લુભાઇ ઇશ્વરભાઇ

ત્રિવેદીએ છાપ્યાં.

શાકે ૧૮૩૦. સંવત્ ૧૯૬૫. ખ્રીસ્તાબ્દ ૧૯૦૯.


મૂલ્ય રૂ. ૦-૧-૦.

॥ ॐ ॥

# પ્રસ્તાવના.



સામાન્ય બુદ્ધિવાળાં માણસોને સુખપૂર્વક સમજાય એવી રીતે વેદાંતનો તથા ભક્તિનો ઉપદેશ આ પુસ્તકમાંનાં પદ્યોમાં કરેલો છે, અને મનુષ્યનું પરમ કર્તવ્ય પણ તેમાં સંક્ષેપમાં સમજાવેલું છે. છ પદ્યોમાંનાં પહેલાં બે પદ્યો ઉપદેશગ્રંથાવલિમાંથી, બીજાં ત્રણ પદ્યો શ્રીપ્રીતમદાસના કાવ્યમાંથી, ને છઠ્ઠું પદ્ય શ્રીસચ્ચિદાનંદના કાવ્યમાંથી લેવામાં આવ્યું છે. છએ પદ્યોઉપર ટિપ્પણો લખવાનો શ્રમ એક એમ. એ. ની પદવિ ધરાવનાર ગૃહસ્થે લીધો છે.

અધિકારી જનો આ પુસ્તકનો લાભ અનાયાસે લઇ શકે તેટલામાટે આ પુસ્તક મુખપૃષ્ઠપર જણાવેલા પડતરભાવે આપવામાં આવે છે. આ પુસ્તકો વેચાતાં જે દ્રવ્ય આવશે તે દ્રવ્ય કોઇ ઉપયોગી પુસ્તક પ્રકટ કરવામાં વાપરવામાં આવશે. ૐ.



આ પુસ્તક મળવાનું ઠેકાણું:—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ.

બીલખા.—કાઠીઆવાડ.

॥ ॐ ॥

# सदुपदेशक पद्यो.

## પદ્ય ૧ લું.

## મુમુક્ષુને ઉપદેશ.[1]

### રાગ ગરબી.

વિવેક વૈરાગ્ય સાધજો રે લોલ, ષટ્સંપત્તિ મોક્ષેચ્છા સાર જો;
શ્રવણુ મનન પ્રીતે કરો રે લોલ, કરો નિદિધ્યાસ સુપ્રકાર જો;
સચ્ચિદાનંદ આત્મા અનુભવો રે લોલ. ૧.

---

૧ આ પદમાં જ્ઞાનનાં સાક્ષાત્ તેમજ પરંપરાનાં સાધનોના દૃઢ અનુષ્ઠાનથી મોક્ષસિદ્ધિ થાય છે એ અર્થનું બોધન છે. શ્રવણ, મનન, અને નિદિધ્યાસન એ ત્રણ જ્ઞાનનાં સાક્ષાત્ સાધનો છે. વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્સંપત્તિ, અને મુમુક્ષુતા એ ચાર સાધનોથી યુક્ત હોય તેજ વેદાંતશ્રવણનો મુખ્ય અધિકારી હોવાથી એ ચારને જ્ઞાનનાં પરંપરાવડે સાધનો માન્યાં છે. વિવેકાદિના તથા શ્રવણાદિના યથાર્થસ્વરૂપમાટે જુઓ '**પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ.**' પરમતત્ત્વ બ્રહ્મ 'આ' છે એમ શબ્દવડે કહેવાને શ્રીસદ્ગુરુ પણ સમર્થ નથી. શ્રુતિનાં **नेति नेति** એવાં વચનો એમજ સૂચવે છે. પદાર્થમાત્રમાંથી નામ, રૂપ, અને ક્રિયા એ ત્રણ લઈ લઇએ તો બાકી જે અસ્તિ, ભાતિ, અને પ્રિય એ ત્રણ

ત્રણ શરીરથી તે ભિન્ન છે રે લોલ, ત્રણ અવસ્થાઓને પાર જો;
પંચકોશથી પાર વિલસી રહ્યો રે લોલ, નામ રૂપ ન ક્રિયાથી બાર જો. સ૦ ૨.

સર્વમાં અસ્તિઅંશે એજ છે રે લોલ, છે ભાતિઅંશે પણ એજ જો;
પ્રિયઅંશે પણ એ સર્વમાં રે લોલ, સૂર્યાદિથી વિલક્ષણ[1] તેજ જો. સ૦ ૩.

અસતથી વિલક્ષણ સદ્રૂપ છે રે લોલ, જડથી વિલક્ષણ ચિદ્રૂપ જો;
દુઃખથી અતિભિન્ન સુખરૂપ છે રે લોલ, અનુભવતાં થવાય તદ્રૂપ જો. સ૦ ૪.

દેહાભિમાન[2] ને દુઃખ નાસશે રે લોલ, અજ્ઞાનતણો થશે નાશ જો;
ફરી જન્મમરણ નહિ પામશો રે લોલ, સ્થિતિ થશે પદ અવિનાશ[3] જો સ૦ ૫.

---

## પદ ૨ જું.

# મનને પવિત્ર કરવાવિષે બોધ.

### રાગ ગરબી.

મન સુધારી શુદ્ધ કરો, હરિ મળવાને;
ઇંદ્રિયોને રાખો શાંત, પ્રિય હરિ મળવાને. ૧.

---

અંશો રહે તે બ્રહ્મના છે. ત્યાં પણ બ્રહ્મ સદ્રૂપ છે તેથી એમ સમજવાનું છે કે જગત્‌ની સર્વ અસત્ વસ્તુઓથી તે વિલક્ષણ છે. આવા શુદ્ધ બ્રહ્મના જ્ઞાનથી અનાત્મપદાર્થોમાં રહેલી હુંપણાની બુદ્ધિ ઓગળી જાય છે, અને જન્મમરણરૂપ સંસારના બીજરૂપ અજ્ઞાનનો સદાને માટે નાશ થવાથી તે જીવની અવિચળ પદમાં સ્થિતિ થાય છે.

૧ જુદા સ્વભાવવાળું. ૨ દેહાદિમાં હુંપણાની બુદ્ધિ. ૩ કોઈ દિવસ નાશ ન પામે તેવા સ્વભાવવાળું.

જે તે ચિંતવશો નહિ, હરિ મળવાને;
પ્રભુ સ્મરજો રાખી ખાંત,[1] પ્રિય હરિ મળવાને. ૨.

અવસર રૂડો આજનો, હરિ મળવાને;
ન કરજો લેશ પ્રમાદ, પ્રિય હરિ મળવાને. ૩.

શ્રદ્ધા ભક્તિ વધારજો, હરિ મળવાને;
ત્યજી દેજો સર્વ વિવાદ, પ્રિય હરિ મળવાને. ૪.

વિષયાનુરાગ[2] વિઘ્ન છે, હરિ મળવાને;
તેનો કરજો યત્નથી ત્યાગ, પ્રિય હરિ મળવાને. ૫.

અજ્ઞાન ત્યજી હવે જાગજો, હરિ મળવાને;
કરો ઇષ્ટમાં દૃઢ અનુરાગ, પ્રિય હરિ મળવાને. ૬.

મલિન વાસના[3] ત્યાગજો, હરિ મળવાને;
અતિ ધૈર્ય ધરીને વીર ! પ્રિય હરિ મળવાને. ૭.

સંશયવિપર્યય[4] મૂકજો, હરિ મળવાને;
તેથી તમે જશો પરતીર[5], પ્રિય હરિ મળવાને. ૮.

---

૧ હોંશ—ઉત્સાહ. ૨ જીવને વિશેષે કરીને બંધન કરનારા જે આ લોક તથા પરલોકના પદાર્થો તેમાં અનુરાગ એટલે આસક્તિ અથવા પ્રીતિ. ૩ કરેલાં અશુભ કર્મોના સંસ્કાર હૃદયમાં પડે છે. આવા અશુભ સંસ્કારોના બળથી મનમાં તેવાંજ અશુભ કર્મો કરવાનું સ્ફુરણ થાય તે મલિન વાસના. ૪ જીવના સ્વરૂપનો, ઈશ્વરના સ્વરૂપનો, ને મોક્ષનાં સાધનોના સ્વરૂપનો સંદેહ તે સંશય અને દેહાદિમાં હુંપણાનું જ્ઞાન તથા જગત્‌માં સત્યપણાનું જ્ઞાન તે વિપર્યય. ૫ સંસારરૂપી સમુદ્રને કાંઠે જે બ્રહ્મ છે ત્યાં.

# પદ્ય ૩ જું.

# જ્ઞાનકક્કો.

## છપાયા છંદ.

કક્કા કર સદ્દગુરુનો સંગ, હ્રદે કમળમાં લાગે રંગ;
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દૂર પળાય;[1]
લિંગવાસના[2] હોયે ભંગ, કક્કા કર સદ્દગુરુનો સંગ. ૧.

ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રીમુખે[3] કહી સાક્ષાત;
જ્ઞાની મુનિ જોગી જતી, ગુરુકૃપાવિણ સિદ્ધિ નથી;
જન્મમરણની[4] મટશે ઘાત, ખખ્ખા ખરેખરી છે વાત. ૨.

ગગ્ગા ગુરુની સેવા કરો, પરનિંદા[5] પરધન પરહરો;
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે[6] સીતારામ;
એ શીખામણ ચિત્તમાં ધરો, ગગ્ગા ગુરુની સેવા કરો. ૩.

ઘઘ્ઘા ઘણું કહે શું થાય? ભવ તરવાનો એજ ઉપાય;
સમજીને સંશય[7] ટાળવા, બાહ્યાભ્યંતર[8] હરિ ભાળવા;
જોતાં[9] જીવદશા તો જાય, ઘઘ્ઘા ઘણું કહે શું થાય? ૪.

---

૧ નાશી જાય. ૨ સૂક્ષ્મવાસના. ૩ ભગવાને પોતાને મુખે ભાગવતઆદિમાં. ૪ અવતરવાની ને મરવાની. ૫ પારકી નિંદા. ૬ રાજી થાય. ૭ જીવાદિના સ્વરૂપનો સંદેહ. ૮ બહાર અને અંદર. ૯ એમ દેખતાં એટલે સર્વત્ર હરિ—બ્રહ્મ—નો અનુભવ કરતાં. એ અનુભવને અંતે જીવ જીવ મટી શિવ થાય છે. દીર્ઘકાળ શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવાથી જેમ જેમ ધ્યેયનું સ્વરૂપ હૃદયમાં વધારે સ્ફુટ થતું જાય છે તેમ તેમ

નન્ના નિર્મળ તેની દશા, જેને હરિ હૃદયામાં વસ્યા;
પોતાના અવગુણને હણે, પરના તો હૃદયે નવ ગણે;
કોઇના[1] દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫.

ચચ્ચા ચિત્તમાં ચેતી લે, માથે મરણતણો છે ભે;
કાયાઉપર તાકે કાળ, મોહપારધીએ[2] માંડી જાળ;
તેમાં હરિ રાખે તો રહે, ચચ્ચા ચિત્તમાં ચેતી લે. ૬.

છચ્છા છે માયા ગુણમયી[3], બળવંતી પણ દીસે નહીં;
દાનવ માનવ ને દેવતા, આધીન થઇ સૌએ સેવતા;
હરિજન આગે[4] હારી રહી, છચ્છા છે માયા ગુણમયી. ૭.

જજ્જા વિરલા જાણે ભેદ, માયાપ્રપંચ વિધિનિષેધ[5];

---

તે અભ્યાસના સંસ્કારો વ્યુત્થાનમાં પણ સાધકને અનાયાસે ધ્યેયનું સ્ફુરણ કરાવે છે. આવો સાધક જ્યાં જુએ ત્યાં—બાહ્યાભ્યંતર—ધ્યેયનેજ પ્રત્યક્ષ કરે છે. ક્રમશઃ આવી રીતે સર્વસ્થળે પરમાત્મભાવ સ્ફુરે ત્યારે જીવનું જીવપણું દૂર થાય છે.

૧ કોઇ પણ માણસના. ૨ મોહરૂપ શિકારીએ. ૩ સત્ત્વ, રજસ્, અને તમસ્ એ ત્રણ ગુણોની બનેલી. 'ગુણ'નો મૂળ અર્થ 'દોરી' થાય છે, અને સત્ત્વ, રજસ્, ને તમસ્ એ ત્રણ જીવોને બંધન કરનારા છે માટે તેમને 'ગુણ' એ સંજ્ઞા આપી છે. તે ધર્મ નથી, પણ દ્રવ્ય છે. ૪ પાસે. ૫ વેદમાં જે કર્મો કરવાની આજ્ઞા કરી હોય તે 'વિધિ' અને જે કર્મો કરવાની સ્પષ્ટ ના કહી હોય તે 'નિષેધ.' વેદનો કર્મકાંડનો ભાગ વિધિનિષેધાત્મક છે. આવા વિધિનિષેધની મર્યાદા જીવના જીવપણાને લઇને છે—જ્યાંસુધી સ્વસ્વરૂપથી અન્ય કાંઈ પ્રાપ્તવ્ય હોય ત્યાંસુધી. આમ હોવાથી વિધિ ને નિષેધને માયાના કાર્યરૂપ કહેલ છે.

તે માયાનું તજવું માન, માયાપતિ[1] ભજવા ભગવાન;
અંતરમાં ઉપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮.

ઝઝ્ઝા ઝાંખી જોને તેહ, વણવાદળ જ્યાં વરસે મેહ;
વિના સરોવર અંબુજ[2] સાર, વિના ભ્રમર ઊઠે ગુંજાર;
વિના અર્ક[3] અજવાળું જેહ, ઝઝ્ઝા ઝાંખી જોને તેહ.[4] ૯.

નન્ના નામ નાવ[5] છે સાર, જે બેસે તે ઊતરે પાર;
કાળ[6] કર્મ નહિ લાગે લેશ, છે આનંદી હરિનો દેશ;
તે પદને પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦.

ટટ્ટા ટેક[7] જનમનો ટળે, અંતરજામી[8] ઘટમાં[9] મળે;
નાના મોટા હરિના ઘાટ, કાંઇ સૂક્ષ્મ ને કાંઇ વૈરાટ;[10]
હરિને ભજતાં હુંપદ ગળે, ટટ્ટા ટેક જનમનો ટળે. ૧૧.

ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં ન મળે બીજાની બીક;
નિર્ભય[11] નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;

---

૧ માયાના સ્વામી-માયામાં સંકલ્પરૂપ બીજથી જગત્‌રૂપ સંતતિને ઉત્પન્ન કરનાર. ૨ કમળ. ૩ સૂર્ય. ૪ મનોવૃત્તિને અંતર્મુખ કરવાથી સાધકને કોઇ ધારણામાં વાદળાવિના વરસાદની, સરોવરવિના હૃદયાદિ કમળની, ભ્રમરવિના અનાહતધ્વનિમાંના ગુંજારની, ને સૂર્યવિના અંતરબહાર પ્રકાશની પ્રતીતિ થાય છે. તું પણ આ રીતે ધારણા કરી તેનો અનુભવ કર. ૫ વહાણ. ૬ મૃત્યુ. ૭ કર્માનુસાર વારંવાર જન્મવું એવી પ્રતિજ્ઞા. ૮ અંતઃકરણમાં રહી જીવોનાં કર્માનુસાર પ્રેરણા કરનારા—અંતરમાં રહી સર્વઉપર દેખરેખ રાખનારા—પરમાત્મા. ૯ દેહમાં-શરીરમાં. ૧૦ મહાન. ૧૧ ભયવિનાનો. ભય પામનાર અને ભય પમાડનાર એ બે ભિન્ન વસ્તુ હોય ત્યાંજ ભય સંભવે; એક અદ્વિતીય બ્રહ્મમાં ભય ન સંભવે.

સમજુ માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨.

ડડ્ડા ડા'પણ મૂકી દે, સદ્દ્ગુરુને શરણે જઇ રહે;
વચનતણો રાખી વિશ્વાસ, કુકલ્પનાનો[1] કરજે નાશ;
ઉપાધિથી અળગો રહે, ડડ્ડા ડા'પણ મૂકી દે. ૧૩.

ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરુષને હૃદયે રહ્યું;
સમજ્યા તેણે લીધો સાર, ગાફલ[2] નર તો ખાશે માર;
જોતામાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪.

રેણા રણ[3] ચોરાશીતણું, તેનું વ્યાજ વધે છે ઘણું;
દાણીગણમાં[4] ડૂલી ગયો, દેવાળું કાઢીને રહ્યો;
જમકિંકર[5] કરશે તાપણું, રેણા રણ ચોરાશીતણું. ૧૫.

તત્તા તારું આપ તપાશ, ક્યાંથી આવ્યો ક્યાં તું જાશ?
ખેપ કરીને ખોળી કાઢ, હરીફ[6] હોય તો લાગે હાડ;[7]
મૂરખના મનમાં નહિ ત્રાસ, તત્તા તારું આપ તપાશ. ૧૬.

થથ્થા થિર તો રહેવું નથી, કોણ રંક કોણ પૃથ્વીપતિ;[8]
આજ કાલમાં જાવું સહી, કોટિ ઉપાયે રહેવું નહીં;
ભાવ ધરી ભજ કમળાપતિ,[9] થથ્થા થિર તો રહેવું નથી. ૧૭.

દદ્દા દેહ દેવળમાં[10] દેવ, સેવક થઇને કરજે સેવ;

---

૧ શ્રુતિસ્મૃતિથી વિપરીત તર્કનો. ૨ પ્રમાદી. ૩ ઋણ–દેવું. જીવને પોતાનાં કર્માનુસાર ચોરાશી લાખ–અસંખ્ય–યોનિમાં ભટકવું પડે છે તે તેને માથે દેવું છે. ૪ લેણદારોના સમૂહમાં. ૫ યમરાજાના ચાકરો. ૬ મેધાવી–હુશીઆર. ૭ હૃદયના ઉંડા ભાગમાં અસર થાય. ૮ રાજા. ૯ લક્ષ્મીના પતિ વિષ્ણુ—વ્યાપક પરમાત્મા. ૧૦ શરીરરૂપી મંદિરમાં.

પ્રેમપુષ્પ ને ચંદનહાર, જ્ઞાનદીપક ઘટમાં અજવાળ;[1]
અંતરનો ટાળે અહમેવ,[2] દદ્દા દેહદેવળમાં દેવ. ૧૮.

ધદ્ધા ધારણ ધરજે ધીર, વાચકાછ[3] વશ રાખે વીર;
શબ્દતણી[4] ગ્રહજે સમશેર, શત્રુદળમાં પાડે ભેર;[5]
સદ્ગુરુ બખ્તર પહેર શરીર, ધદ્ધા ધારણ ધરજે ધીર. ૧૯.

નન્ના નિશાન[6] ગુરુનું[7] છેય, ધીર વીર પગ રોપી રેય;
કાયર નરનું નહિ ત્યાં કામ, શૂરવીરનો સાચો સંગ્રામ;
જીત્યા નિરગુણ જગમાં જેય, નન્ના નિશાન ગુરુનું છેય. ૨૦.

પપ્પા પુરાણી જે પ્રીત, મેરુ ચળે પણ ન ચળે ચિત્ત;
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતિનિંદા ને સુખદુઃખ સહે;
નારાયણને નિરખે નિત્ય, પપ્પા પુરાણી જે પ્રીત. ૨૧.

ફફ્ફા ફોગટ તે કોણ ફરે? સચેત થઇ હરિસ્મરણ કરે;
જન્મમરણમાં આવે નહીં, જેનું મન વસિયું હરિમહીં;
જઠરાવાસ[8] ન નિશ્ચે કરે, ફફ્ફા ફોગટ તે કોણ ફરે? ૨૨.

બબ્બા બોલે તેને જાણ, મૂકી દેને મનની તાણ;[9]
હું મારું હૃદયેથી ટાળ, પરમારથમાં પિંડજ ગાળ;[10]
દયા દીનતા મનમાં આણ, બબ્બા બોલે તેને જાણ. ૨૩.

૧ પ્રકટ કર. ૨ હુંજ છું એવું અભિમાન. ૩ વાણી ને ઉપસ્થ. ૪ શ્રુતિનાં **तत्त्वमसि** આદિ વાક્યો વા સદ્ગુરુનાં ઉપદેશવચનો. ૫ બંગાણ. ૬ લક્ષ્ય. ૭ શ્રીસદ્ગુરુના વાસ્તવિકસ્વરૂપનું. ૮ ગર્ભવાસ. ૯ ખેંચ–દુરાગ્રહ. ૧૦ હૃદયમાંથી મમતા છોડ અને તારા શરીરને પરમાર્થમાં–બ્રહ્મમાં–ગાળ–વિલીન કર.

ભભ્ભા ભજનથકી ભય ટળે, નિશ્ચય કાળ કરાળ[1] ન ગળે;[2]
ભેખ[3] ધરે જો સિદ્ધિ થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય;
જેવો ભાવ તેવા હરિ ફળે, ભભ્ભા ભજનથકી ભય ટળે. ૨૪.

મમ્મા માયા મનની જાણ, મારું તારું ખેંચાતાણ;
સઘળે સરખો આતમરામ,[4] સાંધા વાંધા મનનું કામ;
માટે મન હરિચરણે આણ, મમ્મા માયા મનની જાણ. ૨૫.

યય્યા ઓળખ[5] નહિ જેહને, સંશય શોક સદા તેહને;
આતમબુદ્ધિ ન ઉપજે કદા, આશાતૃષ્ણા બહુ આપદા;
દેહદર્શી[6] દેખે દેહને, યય્યા ઓળખ નહિ જેહને. ૨૬.

રર્રો રામભજનમાં રહે, બીજું બકવું મૂકી દે;
વળતો શીદ વદે છે વાદ, નીર વલોવ્યે નાવે સ્વાદ;[7]
હરિનું હારદ[8] હેતે લહે, રર્રો રામભજનમાં રહે. ૨૭.

લલ્લા લે તું આતમલાવ, ફરી ફરી નહિ આવે દાવ;[9]
જીતી બાજી હારીશ નહિ, સમજુને શીખામણ કહી;
હવે ન ચૂકીશ આવો દાવ, લલ્લા લે તું આતમલાવ. ૨૮.

વવ્વા વેદવચન નિરધાર, જે પ્રીછે[10] તે પામે પાર;
ઊંચનીચનો અંતર નથી, સમજ્યા તે પામ્યા સદ્ગતિ;
સંશય સૌ તજવો અહંકાર, વવ્વા વેદવચન નિરધાર. ૨૯.

૧ ભયંકર. ૨ ભક્ષણ કરે. ૩ સંન્યાસીનો વા સાધુનો વેશ. ૪ આત્મારૂપ બ્રહ્મ. ૫ ઓળખાણ-સમજ-જ્ઞાન. ૬ દેહમાં હુંપણાની બુદ્ધિ રાખનાર. ૭ પાણીને વલોવવાથી માંખણનો સ્વાદ આવશે નહિ. ૮ અંતઃકરણનો અભિપ્રાય. ૯ અનુકૂળ પ્રસંગ. ૧૦ જાણે.

શસ્શા સરવે સાધન થયું, જેનું ચિત્ત હરિચરણે રહ્યું;
હરતાં ફરતાં હરિનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન;
કોટિ વિઘન ભય દુષ્કૃત[1] ગયું, શસ્શા સરવે સાધન થયું. ૩૦.

ખખ્ખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજર[2] કરે;
મીન[3] મગર બહુ જળચર[4] જાત, જેવું બીબું તેવી ભાત;
મીસરી[5] જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડનાં બીબાં ભરે. ૩૧.

સસ્સા સઘળે સુંદરશ્યામ, હરિવિના નહિ ઠાલો ઠામ;
અનેકરૂપે એનાં નામ, આદે અંતે એકજ રામ;
જો સમજે તો પૂરણકામ[6], સસ્સા સઘળે સુંદરશ્યામ. ૩૨.

હહ્હા હરિ ભાળો ભરપૂર, દોષ કર્મ તો રહેશે દૂર;
રવિને[7] રજની[8] નહિ કો કાળ, તેમ આતમા પૂરણ ભાળ;[9]
નિર્મળ નયણે નિરખો નૂર[10], હહ્હા હરિ ભાળો ભરપૂર. ૩૩.

સૌ અક્ષર સંપૂરણ થયા, હરિ ગુરુ સંતે કીધી દયા;
અક્ષર અક્ષર આતમબોધ, જો સમજે તો ટળે વિરોધ;[11]

૧ દુષ્ટ કર્મ. ૨ હાથી. ૩ માછલું. ૪ જળમાં રહેનારાં પ્રાણી. ૫ ખાંડ. ખાંડનાં કોયલ, કાગડો ઇત્યાદિ ભિન્ન ભિન્ન આકારનાં રમકડાં બનાવવામાં આવે તે સઘળાં જોકે કોયલ, કાગડો ઇત્યાદિરૂપે જુદાં જુદાં છે તોપણ વસ્તુતાએ તે સઘળાં ખાંડવિના અન્ય કાંઇ નથી; તેવીજ રીતે નામ, રૂપ, અને ક્રિયાથી ભાતભાતનું જણાતું આ જગત્ વસ્તુતાએ બ્રહ્મથી ભિન્ન નથી. ૬ જેના સઘળા મનોરથો પૂરા થયા છે તેવો. ૭ સૂર્યને. ૮ રાત્રિ. ૯ જાણ. જેમ સૂર્યમાં અંધકારનો ત્રણે કાળમાં અભાવ છે તેમ આત્મામાં—બ્રહ્મમાં—માયાનો ત્રણે કાળમાં અભાવ છે એમ સમજ. ૧૦ તેજ. ૧૧ નિરર્થક પૂર્વપક્ષ.

કક્કામાં કહ્યું કપરું[1] જ્ઞાન, માને મન તો ચિત્તમાં આણ. ૩૪.

સંવત અઢાર બત્રીની શાલ, ચૈત્રસુદિ સાતમ સોમવાર;
સંધેસર સાધુનું ધામ, ઠાકોર કુંજબિહારી નામ;
પ્રીતમ પ્રેમે અક્ષર કહ્યા, હરિ ગુરુ સંતે કીધી મયા.[2] ૩૫.

## પદ્ય ૪ થું.

# જ્ઞાનમાસ.

### સાખી.

સદ્ગુરુને ચરણે નમું, માગું પ્રેમપ્રસાદ;[3]
દયા કરીને દીજીયે, હરિરસ અમૃતસ્વાદ. ૧.

વાણી શકે ન વરણવી, સદ્ગુરુતણું સ્વરૂપ;
બુદ્ધિબળ પહોંચે નહિ, ઉપમારહિત અનુપ.[4] ૨.

પરથમ પૂરણ પ્રેમશું, વંદું સદ્ગુરુચર્ણ;
તાપ ટળે સંસારના, મટે જન્મ ને મર્ણ. ૩.

### રાગ સોરઠ—રત્નાના મહિનાનો.

સાંભળ શુદ્ધ ચિત્તે કરી, હરિના ગુણગાન;
પ્રીતસહિત નિત્ય નાથનું, હૃદયે ધર ધ્યાન.
ગુરુપદપંકજ[5] પૂજતાં, ચૌદ લોક પૂજાય;

---

૧ અઘરું. ૨ કૃપા. ૩ પ્રેમરૂપી પ્રસાદ. ૪ ઉપમા ન આપી શકાય તેવું. ૫ ગુરુનાં કમળજેવાં ચરણ.

શિવ વિરંચિ[1] ને શારદા, ગુરુના જશ ગાય.
અંતઃકરણ હોય ઊજળાં, જડતિમિર[2] ટળી જાય;
સરવે લાગે સૂજવા, પદરજમહિમાય.
જપ તપ તીરથ જોગનું, ફળ જે કહેવાય;
પ્રીતમ સદ્ગુરુ સેવતાં, તે તો સરવે થાય. સાંભળ૦ ૧.

## સાખી.

સદ્ગુરુની કરુણાથકી, ઉપજે નિરમળ જ્ઞાન;
શુદ્ધ ચૈતન્ય તુરીયાપદે[3], રહે નિરંતર ધ્યાન. ૧.

## સોરઠ.

કારતકે ચિત્ત ચેત્યો નહિ, ઘડી લાખેણી[4] જાય;
વળતી વિચારીશ જીવડા, પાછળથી પસ્તાય.

જો જાણે તો બાંધજે, પાણી પહેલી પાળ;
નીર ગયે નહિ નીપજે, શીર તાકે છે કાળ.

કાયા[5]કુસુમ છે કારમું, વેગે વણસી રે જાય;
અમર થાય જેમ આતમા, એવો કરજે ઉપાય.

કહે પ્રીતમ તું પ્રીછજે, ઇચ્છજે કલ્યાણ;
સંતસમાગમ કીજીયે, મૂકી મનની રે તાણ[6]. સાંભળ૦ ૨.

---

૧ બ્રહ્મા. ૨ જડ એવું અજ્ઞાન. ૩ ચોથી સ્થિતિમાં. સ્થાવરજંગમ સર્વ પ્રાણિપદાર્થોની ચોથી સ્થિતિ—અધિષ્ઠાન—આત્મા છે. ૪ લાખ રૂપીઆની કિંમતવાળી. ૫ શરીર. શરીર એ એવું અચાનક પ્રતીત થનારું ફૂલ છે કે તેને નાશ પામતાં વાર લાગતી નથી. ૬ મનનો હઠ–દુરાગ્રહ.

## સાખી.

મનના પ્રપંચ મૂકજે, કરજે તત્વવિચાર;
રત્નપદારથ જન્મ[1] છે, નાવે વારંવાર. ૧

## સોરઠ.

આગશર માથાઉપરે, મોટું મરણનું સાલ;[2]
મારગ વહે છે ઊતાવળો, કોઇ આજ ને કાલ.

અંતે કોઇ કોઇનું નહિ, રામનું લેને નામ;
એક ઘડી ન વિસારિયે, સુખસાગર[3] શ્યામ.

જૂઠી બાજી જોઇને, મનમાં આવી ભૂલ;
રૂડાં રંગે રળિયામણાં, શીમળાનાં[4] ફૂલ.

સુત વિત્ત મંદિર સુંદરી—સુખ સુપન વિચાર;[5]
કહે પ્રીતમ સહુ કારમું, દીસે છે દિન ચાર. સાંભળ૦ ૩.

## સાખી.

મોતી ઓસ[6] ઉદકતણાં, તેનો હાર ન થાય;
મિથ્યા મન મોદક[7] કરે, તેણે ભૂખ ન જાય. ૧

---

૧ મનુષ્યજન્મ. મનુષ્યાવતાર એ મૂલ્યવાન્ રત્નજેવો છે. તેનો સારો ઉપયોગ કરવાથી જીવ પોતાનું કલ્યાણ સાધી શકે છે. ૨ દુઃખ. ૩ સુખના દરિયારૂપ. ૪ શીમળાનામના ઝાડનાં. ૫ જાણ. પુત્ર, દ્રવ્ય, ઘર, ને સ્ત્રી આદિ અનાત્મપદાર્થોથી ઉત્પન્ન થતું સુખ સ્વપ્નના સુખજેવું મિથ્યા છે. તે સુખ ચાર દિનના ચાંદરણાજેવું અચાનક દેખાનારું છે. ૬ ઝાકળ. ૭ લાડુ.

### સોરઠ.

પોષે તે પ્રાણી પ્રીછશે, જેને ગુરુગમ હોય;
પરમારથ પાકું રત્ન છે, જત્ન કરશે જે કોય.
અણછતું[1] આપું માનીને, દુઃખ પામે અપાર;
શ્વાનસમાન આ જીવ છે, વહે શકટનો[2] ભાર.
સામગ્રી સર્વે હરિતણી, ભોગવે સંસાર;
મારું મારું તે કરી રહ્યા, તેણે ખાય છે માર.
તન મન જેણે સોંપિયું, શ્રીહરિને રે હાથ;
કહે પ્રીતમ તે પામિયા, વૈકુંઠનો સાથ. સાંભળ૦

### સાખી.

તજશે આપે આપદા, ભજશે પૂરણ બ્રહ્મ;
પલકમાંહી પ્રલયજ થશે, કોટિ જન્મનાં કર્મ. ૬

### સોરઠ.

મોહ મોહને માયાતણો, મર્મ જાણે જેહ;
ભૂલવણીમાં ભૂલે નહિ, તરે ભવજળ તેહ.
બાજીગરનો બાળકો, ગ્રહે હાથ ભુજંગ;[3]
ઔષધ બુટ્ટીને ઓળખે, વિષ ન વ્યાપે અંગ.
નામ–અમૃત જન જે પિયે, તે તો અમર થાય;
જન્મ–મરણની આપદા, તેની તત્ક્ષણ જાય.
અજ[4] ઉમયાપતિ, અહિપતિ,[5] જપે નિશદિન જેહ;

---

૧ ખોટું. દેહાદિમાં હુંપણાનું ખોટું અભિમાન કરીને જીવ ઘણું દુઃખ પામે છે. ૨ ગાડાનો. ૩ સર્પ. ૪ બ્રહ્મા. ૫ શેષ.

અનંતકોટિ[1], ગ્રહી ઓધર્યા[2], પ્રીછે **પ્રીતમ** તેહ. સાંભળ૦ ૫.

**સાખી.**

સદ્દગુરુ સંત કૃપા કરે, પ્રગટે નિરમળ જ્ઞાન;
રવિઉદયે રજની[3] ટળે, રહે નિરંતર ધ્યાન. ૧

**સોરઠ.**

ફાગણ ફૂલ્યો સોહામણો, ફૂલી જુજવી જાત;
જોયાની રચના ઘણી, રંગ જુજવી ભાત.
વિધવિધ પેરની વાસના, ઊઠે અનંત અપાર;
મનભમરો ભોગી થયો, રહ્યો વનમોઝાર.
ઠારે ઠારે દ્રુમ[4] ઢાંકિયાં, આશા[5] અમરવેલ;
નવપલ્લવ નૌતમ સદા, કોકિલા[6] કરે કેલ.[7]
લીલા લલિત[8] સોહામણી, શોભાનો નહિ પાર;
જન **પ્રીતમ** એવું જોઇને, રીઝયા હ્રદયમોઝાર. સાંભળ૦ ૬.

**સાખી.**

નિરમળ નયણે નિરખતાં, દરશે નિજ દેદાર[9];
સાગરમાં સૌ ઉપજે, લહરી લોઢ[10] અપાર. ૧

**સોરઠ.**

ચૈતરે ચિત્ત ચિદ્રૂપમાં, થઇ રહ્યું તલ્લીન;
નિમિષમાત્ર[11] ન્યારું નહિ, જેવું જળનું મીન.

---

૧ અંતવિનાની કરોડો—અસંખ્ય. ૨ સંસારથી ઉદ્ધાર પામ્યા. ૩ રાત્રિ. ૪ ઝાડ. ૫ વિષયોની લાલચ. ૬ કોયલ. ૭ આનંદ. ૮ સુંદર. ૯ સ્વરૂપ. ૧૦ મોટાં મોજાં. ૧૧ આંખને મીંચવામાં જેટલો સમય થાય તે.

ચૈતન્યસિંધુ ઝીલતાં, થયું શુદ્ધ શરીર;
સર્વેશ્વર સૌને વિષે, જેમ મણિકામાં હીર.[1]

એને આધારે સૌ રહ્યું, પિંડ ને બ્રહ્માંડ;
સચરાચર[2] શોભી રહ્યો, અવિનાશી અખંડ.

બ્રહ્મ જથારથ[3] ભાળતાં, ભાગે મનની ભ્રાંત;
**પ્રીતમ** પ્રીછે પાધરું, થાય સમજે તે શાંત. સાંભળ૦ ૭.

## સાખી.

સત્–ચિત્–આનંદ સર્વમાં, ભરી રહ્યો ભરપૂર;
દિન–રજની રહે રંગમાં, નિરમળ વરસે નૂર. ૧

## સોરઠ.

વૈશાખે જોતાં વેદમાં, મહાવાયક જ્ઞાન;
તત્ત્વમસિ તે તુંજ છો, અળગો નહિ આન.

વાયુને ખોળે વંટોળિયો, એમ ઈશ્વરને જીવ;[4]
વસ્તુ વિચારતાં એક છે, શ્યામસૂત્ર સદૈવ.

અરસપરસ છે એકમાં, જેમ તરણિમાં[5] તેજ;
ભિન્ન નહિ એમ બ્રહ્મથી, ઓળખે પદ એજ.

---

૧ જેવી રીતે હીરની દોરી માળાના સર્વ પારાઓમાં પરોવાયેલી છે તેવીજ રીતે પરમાત્મા દરેક વસ્તુમાં પરોવાયેલા છે. ૨ સ્થાવરજંગમ સર્વ પ્રાણિપદાર્થોમાં. ૩ યથાર્થરીતે. ૪ જેમ વંટોળિયો વાયુનું રૂપ છે તેમ જીવ પણ પરમાત્માનુંજ રૂપ છે. ૫ સૂર્યમાં.

સરિતા સાગરમાં રહે, સાકરમાંહી મીઠાઇ;
**પ્રીતમ** પુષ્પમાં વાસના[1], એવી ગુરુગમ પાઇ. સાંભળ૦ ૮

## સાખી.

પટ તંતુ ન્યારાં નહિ, જયમ હાટક ને હાર;[2]
જડચેતન જગઈશમાં, તેજપુંજ એકતાર. ૧

## સોરઠ.

જેણે જનમ સફળ થયો, જાણ્યા જગદીશ;
અખિલ ભુવનનો આતમા, ગુણમાયાનો ઈશ.

વિશ્વ વિચિત્ર છે જેવડે કરે રંગ કલ્લોલ;
થંભવિના થંભાવિયું, બ્રહ્માંડનું ગોલ.[3]

રમવાને બાજી[4] રચી, ધરી નવનવાં રૂપ;
સંશયશોક સ્વભાવથી, થયો જીવસ્વરૂપ.

વિષયવૃત્તિને[5] આંતરે, અવરાયો[6] અનિત્ય;[7]
**પ્રીતમ** પોતાને વિસર્યો, કરે પરશું પ્રીત. સાંભળ૦ ૯.

---

૧ સુગંધ. જેમ સમુદ્રમાં નદી રહે છે, જેમ સાકરમાં મીઠાઇ રહે છે, ને ફૂલમાં સુગંધ રહે છે, એમ બ્રહ્મમાં જગત્ રહ્યું છે. ૨ લૂગડું તાંતણાથી જુદું નથી અને સોનાનો હાર સોનાથી જુદો નથી, તેવીજ રીતે આ જડ જગત્ અને ચેતન ઈશ્વરમાં તેજના સમૂહરૂપ બ્રહ્મ રહેલ છે. ૩ જે પરમાત્માના આનંદના અલ્પ અંશમાંથી વિચિત્ર જગત્ આનંદનો અનુભવ કરે છે, અને જેની સત્તાથી આ બ્રહ્માંડ ટેકાવિના ઉંચું રહ્યું છે. ૪ ચોપાટ—કોઇ પણ રમત. બ્રહ્મજ જગત્ તથા જીવરૂપે જણાય છે. ૫ વિષયવૃત્તિરૂપ ઢાંકણાવડે. ૬ ઢંકાયો. ૭ અલ્પકાળ રહેનારા વિષયોમાં.

## સાખી.

અંતરજામી[1] આતમા, માનો મિથ્યા ગર્વ;
માયાને પડદે રહી, મોહ પમાડ્યું સર્વ. ૧

## સોરઠ.

અષાડે અમૃતતણા, વરસ્યા વરસાદ;
હરિ હરિ સઘળે થઇ રહ્યું, સ્થાવર જંગમ જાત.

ચિત્તચાતક[2] રંગે રટે, બોલે મન–મોર;
જ્યાં ત્યાં ચેતન બ્રહ્મનાં, ઊગતાં અંકોર[3].

સુખસાગર સેજે ઊછર્યો, સરિતા શુભસાર;
બ્રહ્મ નિરંતર જળ ભર્યો, કોઇ ન પામે પાર.

માણે મત્સ્ય[4] મગન થઇ, કોઇ મરજીવા[5] સંત;
પ્રીતમ પલક ન્યારા નહિ, રસિયા રસવંત. સાંભળ૦ ૧૦.

---

૧ જીવના અંતઃકરણમાં રહી તેનાં કર્માનુસાર પ્રેરણા કરનારા શુદ્ધસ્વરૂપ આત્મામાં જીવરૂપ ગર્વને મિથ્યા માનો. ૨ ચિત્તરૂપ બપૈયો. ૩ ફણગા. સ્થાવરજંગમ પ્રાણીઓ ને પદાર્થો જાણે ચેતનરૂપ બ્રહ્મના ફણગા ઊગતા હોય એમ જણાય છે. ૪ માછલું. ૫ સમુદ્રમાંથી મોતી કાઢનારા. જેમ મરજીવા લોકો પોતાના જીવને જોખમે સમુદ્રના તલનો સ્પર્શ કરી ઉત્તમ મોતીઓ મેળવે છે તેવી રીતે મહાત્માઓ આ લોક પરલોકનાં ક્ષુદ્ર સુખોને ત્યજી વસ્તુમાત્રનો તલસ્પર્શ કરી ઊંડાણમાં રહેલા પરમતત્ત્વને શોધી કાઢે છે.

## સાખી.

મહામુક્ત જાણે જુગત[1], જે આપે અદ્વીત[2];
અણુલિંગી[3] આકાશવત્, સ્વયંપદ શબ્દાતીત.[4] ૧

## સોરઠ.

શ્રાવણ સાધન શું કરું, સમરણ ને ધ્યાન;
અહંકર્તા[5] ઊડી ગયો, થયું સર્વ સમાન.

પંચકોશપદ[6] હું નહિ, નહિ અંતઃકર્ણ;
ઇન્દ્રી અવસ્થા ઊર્મિ[7] નહિ, નહિ વેષ ને વર્ણ.

જીવ નહિ ઈશ્વર નહિ, નહિ માયા ને માન;
ત્રિધા[8] વૃત્તિ ત્રિગુણ નહિ, નહિ જ્ઞાતા ને જ્ઞાન.

સોહં[9] પ્રકાશક સર્વનો, સાક્ષી શુદ્ધ સ્વરૂપ;[9]
પ્રીતમ તે પરમાત્મા, એ તો અકળ અનુપ. સાંભળ૦ ૧૧.

## સાખી.

ચેન[10] ચરિત્ર જેને નહિ, સૌમાં વ્યાપક સોય;
પ્રીતમ તેને પ્રીછતાં આવાગમન[11] ન હોય. ૧

---

૧ યુક્તિ. ૨ અદ્વૈત. ૩ લિંગ—ચિહ્ન-વિનાનું. ૪ શબ્દની—વાણી-ની—પેલે પાર ગયેલું=જે વાણીનો વિષય નથી તે. ૫ 'હું, હું,' એવું વ્યષ્ટિઅભિમાન કરનાર જીવભાવ. ૬ અન્નમયાદિ પાંચ કોશો મારું સ્વરૂપ નથી. ૭ સુખદુઃખાદિ. ૮ ત્રણ પ્રકારની. ૯ તે હું છું. આગળ ગણાવેલી વસ્તુઓમાંથી કોઇ એકમાં અજ્ઞાની આત્મબુદ્ધિ રાખે છે પરંતુ વસ્તુતઃ આત્મા તો એ સર્વનો પ્રકાશક છે. ૧૦ ચિહ્ન. ૧૧ જન્મમરણ.

## સોરઠ.

ભાદરવે એક રસ ભર્યાં, સચરાચરમાંય;
પ્રલયસમે પાણીવિના, દીસે નહિ કાંય.[1]

કોર કિનારો પાળી નહિ, નહિ આવરણ ને આડ;
એક ચિદાનંદ જોઇને, છળવિદ્યા છાંડ.

સ્વતંતર અંતર નહિ, બાહ્યાભ્યંતર બ્રહ્મ;
એમ જાણે તે ઉપાસના, એ વિના મોટો ભ્રમ.

બ્રહ્મનિષ્ઠા[2] પળ નવ ચળે, અનન્યતા[3] એહ;
**પ્રીતમ પૂરણબ્રહ્મશું, જેને સાચો સ્નેહ.** સાંભળ૦ ૧૨.

## સાખી.

દૃષ્ટ[4] પદારથ જેટલા, તેનો થયો અભાવ;
તન મન પદ તુરીયાતણે, તેશું[5] બન્યો બનાવ. ૧

## સોરઠ.

આશો લીલા અખંડ છે, નીરખી નિરધાર;
ઓઘ[6] વહ્યા આનંદના, સુખસિન્ધુ અપાર.

૧ જેમ પ્રલયકાળે સઘળું જળમય થઇ રહે છે–જળથી ભિન્ન કાંઇ જણાતું નથી તેમ આ નામરૂપવાળું સ્થાવરજંગમ જગત્ બ્રહ્મરૂપજ છે એમ જાણવું. ૨ હું બ્રહ્મ છું ને આ સર્વ બ્રહ્મ છે એવી મનની સ્થિતિ. ૩ સર્વત્ર બ્રહ્મજ છે; અન્ય નથી એવો ભાવ. ૪ આત્માથી ભિન્ન. ૫ તેનાથી. તન ને મન ચોથી સ્થિતિએ પહોંચ્યાં ને તેની સાથે અભેદ થયો. ૬ ઢગલા.

ઇચ્છા ટળી ઇંદ્રલોકની, અજપદ[1] કૈલાસ;
નહિ વૈકુંઠની વાસના, ભાગ્યો બ્રહ્મવિલાસ.

અધિકારીને આવશે, સમજણ ને સાન;
મુક્ત થઇ તે માણશે, મૂકી દેહાભિમાન.

સદ્‌ગુરુની કૃપાથકી, ઉપજ્યો આનંદ;
**પ્રીતમ** તે પદ પામિયા, નહિ સૂર ને ચંદ.[2] સાંભળ૦ ૧૩.

## સાખી.

જાણવું'તું તે જાણિયું, નથી જાણવું કાંય;
પોતે પોતામાં ભળ્યો, જયમ પાલો પાણીમાંય.[3] ૧

## સોરઠ.

ઉત્તરસંડે[4] આદર કર્યો, રચ્યા દ્વાદશ માસ;
ખુટજે[5] પ્રેમે પૂરા કર્યા, આણી અંગે ઉલ્લાસ.

સોરઠ રાગ સોહામણો, સુંદર શુભસાર;
અક્ષરે અક્ષરે અતિઘણો, અનુભવ-ભંડાર.

સંવત અઢાર બત્રીશે, કીધો એ વિચાર;[6]
ચૈત્રવદિ તિથિ સપ્તમી, ઉત્તમ ગુરુવાર.

---

૧ બ્રહ્માના પદની. ૨ સૂર્ય અને ચંદ્ર. ૩ જેમ બરફ જળમાં ભળી જાય છે તેમ પોતે પોતાના શુદ્ધસ્વરૂપમાં ભળી ગયો. પરમ વસ્તુ જાણ્યા પછી બીજું શું જાણવાનું રહે? ૪ ગામનું નામ છે. ૫ ગામનું નામ છે. ૬ સં. ૧૮૩૨ ચૈત્રવદિ ૭ ગુરુવાર.

મારી સાંભળશે શીખશે, કરશે હ્રદગે વિચાર;
કહે પ્રીતમ પદ પામશે, નહિ સંશય લગાર. સાંભળ. ૧૪

---

## પદ્ય ૫ મું.

# ગુરુમહિમા.

### સાખી.

પ્રથમ નમું ગુરુદેવને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહઅભિમાન. ૧.

તત્ત્વસાર ત્રિલોકમાં, ગુરુ–ગોવિંદ એકરૂપ;[1]
આદ્ય અંત મધ્ય એહ છે, હરિ–ગુરુ–સંતસ્વરૂપ. ૨.

### મોતીદામછંદની ચાલ.

હરિ ગુરુ સંત સદા પદ સેવું, જેનું નિત્ય નામ નિરંતર લેવું;
ગુરુ–ગોવિંદ એકરૂપ જાણું, રખે ભિન્નભાવ હ્રદેમાં આણું. ૧

ગુરુ ગોવિંદથકી છે અધિક, જેની પરમારથકારણ શીખ;[2]
ગોવિંદના સરજ્યા પડ્યા જીવ જાળ, ગુરુ તેની મુક્તિ કરે તત્કાળ.[3] ૨

એવા ગુરુ પૂરણ પરમદયાળ, પોતાનો જાણીને કરે પ્રતિપાળ[4]:

---

૧ સર્વાંશે ગુરુ ગોવિંદરૂપ છે. ૨ શિક્ષા–ઉપદેશ. ૩ ઈશ્વરના રચેલા જીવો સંસારમાં પડ્યા છે તેને શ્રીસદ્ગુરુ ઉપદેશવડે તત્કાળ મુક્ત કરે છે. ૪ રક્ષણ.

ગુરુતણું જ્ઞાન ગ્રહ્યું શુકદેવ, સંસારસમુદ્ર તર્યા તતખેવ.[1] ૩.
મળ્યા ગુરુ નારદને સુખરાશિ,[2] તો ટળી તત્ક્ષણમાંહી ચોરાશી;

ગુરુવિના કોઇ ન પામે પાર, જેના જશ ગાય ઉમા ત્રિપુરાર.[3] ૪.
વિરંચિ વ્યાસ વદે ગુરુ ઇષ્ટ, ન જાણે મહિમા પ્રાણી પાપિષ્ઠ;

તેને ગુરુદ્રોહી કૃતઘ્ની[4] કહીએ, જેણે ગુરુજ્ઞાન ધર્યું નહિ હૈયે. ૫.
ગુરુને આપ બરાબર જાણે, તેને જમદૂત વૈતરણીમાં તાણે;[5]

ગુરુને ગાળ કાઢે જે કપૂત, તેનું મુખ શૂળે ભરે જમદૂત. ૬.
ગુરુની સેવામાં ચૂક પડાવે, તેને હરિ ચક્રની ધારે ચડાવે;

ગુરુની નિંદા સુણે નિરધાર, સીસું ગાળી રેડે તે શ્રવણમોઝાર. ૭.
ગુરુને ચરણે નમાવે ન શીશ, તેને શત્રુરૂપે ગણે જગદીશ;

ગુરુની સેજે[6] જે પગ ધારે, તેને ત્રિલોકમાં કોણ ઊગારે ? ૮
ગુરુમરજાદ ન રાખે કોય, તે તો નર રણમાં રાક્ષસ હોય;

ગુરુવિના ચાકટ[7] જેવો સાપ, જેનું મુખ દીઠે ચઢે બહુ પાપ. ૯
ગુરુવિના નગરો[8] ફરે જન જેહ, મુવાપછી ઢોર અવતરે તેહ;

---

૧ વરતજ. ૨ સુખના ભંડાર. ભગવાન્ સનત્કુમાર શ્રીનારદના ગુરુ હતા. ૩ ત્રિપુરનામના દૈત્યના શત્રુ-શંકર. ૪ કરેલા ઉપકારને નહિ ગણનાર. ૫ ખેંચે. જે મનુષ્ય શ્રીસદ્ગુરુને પોતાનાથી શ્રેષ્ઠ માની પૂજતો નથી, પરંતુ શુષ્કજ્ઞાનથી પોતાને ગુરુના સમાનજ માને છે તે અભિમાની મનુષ્ય વૈતરણીઆદિ નરકનો અધિકારી છે. ૬ શય્યામાં. ૭ ધૂળમાં રહેનારો ને જેનું પૂછડું પણ મોઢાજેવું હોય છે તેવો સાપ. એને આંધળી ચાકડ પણ કહે છે. ૮ નગુરો—જેણે ગુરુ નથી કીધો એવો.

એવું ગુરુગીતામાં કહે શિવરાય[1], જેને વેદશાસ્ત્ર નિરંતર ગાય. ૧૦
ગુરુ બ્રહ્મ કેવળ જ્ઞાનસ્વરૂપ, જેને હૃદે આતમતત્ત્વ અનુપ;

છે 'તત્ત્વમસિ'માં અખંડ આનંદ, ત્રિગુણાતીત ટાળે ભવફંદ.[2] ૧૧
એવા ગુરુ પ્રેમે કરી જે પૂજે, તેના ઘટમાંહી ત્રિભુવન સૂઝે;

ગુરુનું પ્રેમે ચરણોદક[3] પીધું, તેણે ત્રિલોકનું તીરથ કીધું. ૧૨
પામે પરસાદ ગુરુનો પ્રીતે, જાણે તેણે જજ્ઞ કર્યા લક્ષ[4] નિત્યે;

ગુરુને પ્રેમે સંતોષ પમાડ્યા, જાણે તેણે ચૌદે લોક જમાડ્યા. ૧૩
ગુરુને પ્રક્રમા[5] કરી લાગે પાય, તેને સહુ સાધન સેજે થાય;

એવા ગુરુ જાણીને આવ્યો શરણુ, નિવારો નાથ જનમ ને મરણુ. ૧૪
ધરી ધરી દેહ પામ્યો મહાદુઃખ, હવે હરિ આપો અવિચળ સુખ;

પીડામો પારવિના મહારાજ, હવે હરિ બાંય ગ્રહ્યાની લાજ. ૧૫
જોશો અપરાધ અમારા ઈશ, ત્યારે કોઇ કાળે હું કેમ તરીશ;[6]

જ્યારે નિજ માત બાળકને મારે, ત્યારે તેને બીજું તે કોણ ઉગારે ? ૧૬
અભયપદ બીરદ[7] તમારું હોય, આવે શરણે તેને હણે નહિ કોય;

તમ ગુણ ગાયે જો કર્મ ન નાસે, ત્યારે કોણ ચરણ તમારાં ઉપાસે ? ૧૭
રવિને ઉગ્યે રહે અંધકાર, ત્યારે તેને શીદ ઇચ્છે સંસાર ?

---

૧ શંકર. ૨ જે **तत्त्वमसि** ઇત્યાદિ મહાવાકયોના લક્ષ્યાર્થમાં રમે છે, અને માયાની પાર ગયેલા હોવાથી જે સંસારમાંથી જીવોને મુક્ત કરવા સમર્થ છે. ૩ પગ ધોયેલું પાણી. ૪ લાખ યજ્ઞ. ૫ પરિક્રમા—પ્રદક્ષિણા. ૬ કર્તવ્યનું અનુષ્ઠાન કરવામાં સાવધાનતા સેવનાર શિષ્ય પોતાના અપરાધસામું નહિ જોવા શ્રીસદ્ગુરુને પ્રાર્થના કરે છે. ૭ પ્રતિજ્ઞા.

અમૃતને પીધે જો રોગ ન જાય, ત્યારે શો અમૃતનો મહિમાય ? ૧૮
સુરતરુ સેવ્યે ન ભાગે ભૂખ; ત્યારે તેને કોણ કહે સુરરૂખ[1] ?
ગંગાજી નાયે ન જાયે પાપ, ત્યારે શો ગંગાજીનો પરતાપ ? ૧૯
પારસને પરશે[2] ન હોય હેમ, ત્યારે તેને પારસ કહીએ કેમ ?
સિંહને શરણે જો જંબુક ખાય, તો સિંહશરણે ગયે શું થાય ? ૨૦
રામનામ લીધે દમે અજ્ઞાન, ત્યારે કોણ કહેશે ભલા ભગવાન ?
કામ ક્રોધ લોભ લૂટે જ્યારે ચોર, ત્યારે શું નાથ તમારું જોર ? ૨૧
ધણીમાં જ્યારે મળે નહિ ઢંગ, તેની ત્રિયા[3] ફરે ઊઘાડે અંગ;
પતિવ્રતા નાગી પતિને લાજ, જુઓ મનમાંહી તમે મહારાજ. ૨૨
પીડા પામે દાસ પ્રભુને ખોટ, અમોપર કાળ ચલાવે ચોટ;
પ્રભુનું ભજન કરે તે પીડાય, તેનો તમને બટ્ટો છે જદુરાય. ૨૩
આપો નિજ ભક્તિ સંગ ઉમરાવ, હૃદે ખેડું[4] ઉજડ ફેર વસાવ;
બેસારોને બેરખ[5] નામ તમારું, તેણે કરી કારજ થાય અમારું. ૨૪
ત્યારે ફરી નગર ન લૂટે કોય, જ્યારે રખવાળું હરિનું હોય;
આવી પ્રભુ કરો હૃદેમાં વાસ, ત્યારે સહુ થાય અવિદ્યા નાશ. ૨૫
વરતાવોને એક તમારી આણ, ઊઘાડોને રામરતનની ખાણ;
દીનપણું દૂર કરો જદુનાથ, હવે હરિ હેતે કરી ઝાલો હાથ. ૨૬
બોલાવી પાસ બેસાડો બાપ, પમાડો શીદ હવે પરિતાપ;
ભમાવો શીદ હવે ભગવાન, દયા કરી દીજે અભયપદદાન. ૨૭

---

૧ કલ્પવૃક્ષ. ૨ સ્પર્શથી. પારસના સ્પર્શથી લોઢું સોનું ન થઇ જાય તો તેને પારસ કેમ કહી શકાય ? ૩ સ્ત્રી. ૪ ગામ. હૃદયરૂપ ગામ ઉજડ થયું છે તેને ફરી વસાવો. ૫ સિપાઇઓની ટોળી.

નાડે નહિ ફરો ત્રિભુવનનાથ, ન મૂકું સ્યામ તમારો સાથ;
વેરી મેઘબિંદુ બરાબર હોય, તમારો સંગ ન મૂકું તોય. ૨૮

માયાને વારો તમો રામરાય. નથી મને જંપવા દેતી જરાય;
કરે છે સાંધાવાંધા[1] બહુ જોર, એવું એનું કારમું કામ કઠોર. ૨૯

હરિ ગુરુ સંતમાં અંતર પાડે, જીવને લાલચ લોભ દેખાડે;
એને કોઇ જીતે મહાશૂરવીર, ડગે નહિ ધર્મધુરંધર[2] ધીર. ૩૦

સાગર સાત તે અંજલિનીર, ગોપદ ભૂમિ ગગન સમીર;
શૂન્યમાં પૂરણ દેખે સોય, મૃત્યુ તેને અમૃતનું ફળ હોય.[3] ૩૧

રિદ્ધિ સિદ્ધિ મારે ન જોઇએ મુક્તિ, ન માગું જોગસિદ્ધિની જુક્તિ;
ન માગું એક છત્ર સમ્રાજ,[4] ઇંદ્રતણા આસનનું શું કાજ ! ૩૨

ઇચ્છું નહિ અજપદ ને કૈલાસ, ન માગું ગોલોક વૈકુંઠવાસ;
પદરજ એક ચડાવું શીશ, તમારી મહેર માયાને અધીશ ! ૩૩

ઇચ્છું નહિ અન્ય પદારથ કાંઇ, રાખો નિજ ચરણકમળની છાંઇ;
માગું પ્રેમભક્તિ સત્સંગ સાર, માગું જશ ગાવા લીલાઅવતાર. ૩૪

હરિપદરજ ચઢે મુજ શીશ, એ માગું પ્રભુ દ્યો આશીષ;
નડે નહિ કોઇ મને સંસાર, રહું નિજનામતણે આધાર;[5]
પ્રીતમ પતિતઉદ્ધારણ નામ, તાર્યા કઇ કોટિ પામ્યા નિજ ધામ. ૩૫

---

૧ અનુકૂળપ્રતિકૂળ જણાવવું. ૨ ધર્મની ધોંસરીને ધારણ કરનાર. ૩ સાત સમુદ્ર જેને અંજલિસમાન છે, પૃથ્વી આકાશ અને વાયુ જેને ગાયના પગલામાં સમાય તેટલી જમીનબરાબર છે, અને લૌકિક પદાર્થોયુક્ત જગતના અભાવમાં જે પૂર્ણરૂપ બ્રહ્મને દેખે છે તેને મૃત્યુ અમૃતના સારરૂપ જણાય છે. ૪ ચક્રવર્તી રાજ્ય. ૫ આપના નામને આધારે.

### સાખી.

[૧]સત્ય નામ પ્રભુ તમતણું, સત્ય સત્પુરુષવિચાર;
કહે પ્રીતમ શુદ્ધ ભાવશું, દીજે નિત્ય દેદાર. ૧
ગાય શીખે ને સાંભળે, ધરે નિરંતર ધ્યાન;
કહે પ્રીતમ નરનારમાં, નહિ કો તેહસમાન. ૨

---

## પદ્ય ૬ ઠું.

# કોનું જીવવું ધન્ય છે ?

### રાગ ધોળ.

પ્રથમ વર્ણાશ્રમધર્મ પાળતાં, કીધાં જપ વ્રત દાન અનેક;
જીવ્યું ધન્ય તેહનું. ટેક.
તેથી હરિભક્તિ ઉર ઉપની, જાણ્યો સાચો સ્વામી એક. જી૦ ૧
તેણે તીવ્ર વૈરાગ્ય પ્રકટ થયો, ગઇ ભોગવાસના દૂર. જી૦ ૨
જડચૈતન્ય શુદ્ધવિવેકથી, જાણ્યાં જૂજવાં જ્યમ તમસૂર.[૨] જી૦ ૩
દશ ઇંદ્રિયો જેણે વશ કરી, જિત્યાં મન બુદ્ધિ ચિત્ત અહંકાર. જી૦ ૪
ઉપરતિ[૩] પામ્યું મન સર્વદા, ન કરે કાંઇ વિષયવિચાર. જી૦ ૫
સુખથી ઉછરંગ[૪] ન મન ધરે, ભય દુઃખથી ન પામે લગાર. જી૦ ૬

---

૧ અસત્ય વસ્તુઓથી ભરપૂર જગત્માં પ્રભુનું નામજ સત્ય છે. ૨ અંધારું ને સૂર્ય. ૩ મન બાહ્યવિષયોભણી દોડતું અટકે તેવી સ્થિતિ ૪ હદબહાર હર્ષ.

વિશ્વાસ ગુરુવેદાંતનો, દૃઢ કરી ચિત્ત રાખે ઠાર.. જી૦ ૭
નિજ રૂપ જાણવા ચિત્ત રહે, એકાગ્રપણે દિનરાત. જી૦ ૮
એક મોક્ષની ઇચ્છા મનવિષે, બીજી કાંઇ ગમે નહિ વાત. જી૦ ૯
સેવે સદ્‌ગુરુદેવને હેતશું, કરે નિકટ એકાંતે વાસ. જી૦ ૧૦
કરે શ્રવણમનન વેદાંતનું, નિશિવાસર[1] એજ અભ્યાસ. જી૦ ૧૧
મહાવાક્ય વિચારતાં[2] મુડીએ, રહ્યું ચેતન સર્વાવાસ. જી૦ ૧૨
જીવઈશ ઉપાધિને પરહરી, નિજ રૂપ લહ્યું ટળ્યો દાસ. જી૦ ૧૩
પાંચ કોશના પડદા ટાળીને, પામ્યો જળહળે[3] જ્યોતિપ્રકાશ. જી૦ ૧૪
પાંચ ભૂતનાં પૂતળાં પરહર્યાં, જાણ્યો સૂત્રાત્મા[4] સુખરાશ. જી૦ ૧૫
ધ્યાતા[5] ધ્યાન ધ્યેય વૃત્તિ પરહરી, રહ્યો ધ્યેય નિરંતર આપ. જી૦ ૧૬
ગુણ ત્રણના દેવની એકતા, જાણ્યો બ્રહ્મ પ્રણવનો જાપ. જી૦ ૧૭
પુણ્યપાપનાં[6] ત્રાજવાં તોડિયાં, મેલ્યો વધઘટનો વ્યાપાર. જી૦ ૧૮
કર્મકાંડનાં કાટલાં પરહર્યાં, પામ્યો જ્ઞાન અખૂટ ભંડાર. જી૦ ૧૯
ખટશાસ્ત્રના[7] ખોટા રાજવી, કા'ડ્યા કરતા કૂડા કૂડા વાદ. જી૦ ૨૦
થાણું બેઠું વેદાંતભૂપાલનું, ઊઠ્યો અનહત નોબતનાદ. જી૦ ૨૧

---

૧ રાત્રિદિવસ. ૨ **तत्त्वमसि** ઇત્યાદિ જીવબ્રહ્મના અભેદનો બોધ કરનારાં વેદનાં વચનોનો વિચાર કરતાં. ૩ ચળકતો. ૪ સર્વ પ્રાણિપદાર્થોમાં પરોવાઇ રહેલ આત્મતત્ત્વ. ૫ ધ્યાન કરનાર. ૬ શુભાશુભ કર્મનાં. ૭ ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા, અને ઉત્તરમીમાંસા એ ૭ શાસ્ત્રો.

હીંડે જ્ઞાનગગનમાં મલપતો, છૂટ્યો મોહમાયાનો પાશ. જી૦ ૨૨
તુરીયાપદમાં વરતે તે સદા, અજ્ઞાન થઇ ગયું નાશ. જી૦ ૨૩
સંસારસમુદ્રને શોષિયો, સુખસાગર લહેર અપાર. જી૦ ૨૪
વસે અડસઠ તીરથ અંગમાં, દેવ ઓચરે જયજયકાર. જી૦ ૨૫
પરાપાર[1] તે વરતે પ્રેમમાં, મુખે બોલે બોલ અમૂલ્ય. જી૦ ૨૬
અણસમજુનાં આળ ગણે નહિ, જેમ કરિવરઉપર ધૂળ. જી૦ ૨૭
જેનો કાળ તે કિંકર થઇ રહ્યો, મૃગતૃષ્ણાજલ[2] ત્રિલોક. જી૦ ૨૮
તેને ચરણે તે શીશ નમાવતાં, ટળે ત્રિવિધ તાપ ઉરશોક. જી૦ ૨૯
દાસી આશાપિશાચી થઇ રહી, કામ ક્રોધ તે કેદીલોક. જી૦ ૩૦
ભાસે બ્રહ્મકલ્લોલ તે સર્વદા, ચાર ખાણ ને ચૌદે લોક. જી૦ ૩૧
દુઃખરૂપ તે સુખસાગર થયું, થયો દ્વૈતવૃત્તિનો નાશ. જી૦ ૩૨
રવિમાં જ્યમ તમ ભાસે નહિ, ભાસે સઘળે તે પૂર્ણપ્રકાશ. જી૦ ૩૩
દીસે દેહવંત જડબુદ્ધિને, પોતે ત્રણ દેહને પાર.[3] જી૦ ૩૪
દીસે ખાતા પીતા બોલતા, નિત્ય નિરંજન[4] નિરાકાર. જી૦ ૩૫
જાણે સંત સલોણા તેહને, જેને હોય છેલ્લો અવતાર. જી૦ ૩૬

---

૧ પરાવાણીને પેલે પાર. ૨ ઝાંઝવાંનું જળ. ૩ સ્થૂળબુદ્ધિનાં માણસોને તેઓ સામાન્ય દેહધારી મનુષ્યોજેવા જણાય છે, છતાં તેઓ તો સ્થૂળ, સૂક્ષ્મ, ને કારણ એ ત્રણ દેહને પાર ગયેલા હોય છે—એ ત્રણે દેહમાંથી તેમને હુંપણાનું અભિમાન ગળી ગયું હોય છે. ૪ અવિદ્યારૂપ મેલથી રહિત.

જગ પાવન[1] કરવા તે અવતર્યા, અન્ય માતઉદરનો ભાર. જી૦ ૩૭
તેને ચૌદ લોકમાં વિચરતાં, અંતરાય કોઇએ નવ થાય. જી૦ ૩૮
રિદ્ધિસિદ્ધિ તે દાસીઓ થઇ રહી, બ્રહ્માનંદ હૃદે ન સમાય. જી૦ ૩૯
જાણે એક અખંડિત બ્રહ્મને, નવ દેખે તે માયાગોલ્ર. જી૦ ૪૦
સચ્ચિદાનંદ બ્રહ્મરૂપે સદા, કરે આનંદ મોજ કલ્લોલ. જી૦ ૪૧

---



---

૧ જગતને પવિત્ર કરવા.

# પુસ્તકોનું વિજ્ઞાપન.

---

માંડૂક્યોપનિષદ્ ૧૧૯–૧૧ મૂળ તથા તેનું વિવેચન, અને ૧૦ ઉપનિષદોનો સાર. રૂ. ૬–૦–૦ વેદાંતદર્શન કાચા પુંઠાવાળું. ૩–૦–૦. પાકા પુંઠાવાળું. રૂ. ૩–૮–૦ પાતંજલયોગદર્શન કાચા પુંઠાવાળું. રૂ. ૨–૦–૦ પાકા પુંઠાવાળું. રૂ. ૨–૮–૦ સદુપદેશદિવાકર પ્રથમ કિરણ. રૂ. ૦–૧૨–૦ સુબોધકલ્પલતા રૂ. ૦–૬–૦ મનુષ્યમિત્ર. રૂ. ૦–૪–૬ ઉપદેશગ્રંથાવલિ, અંક ૧૧ થી ૨૦ સુધીનું ભેગું પુસ્તક. રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિ, અંક ૧ થી ૫ સુધીનું ભેગું પુસ્તક. રૂ. ૦–૪–૦ સ્વાભાવિકધર્મ. રૂ. ૦–૪–૦ ઉપનિષદ્ વાણીનું સ્પષ્ટીકરણ. રૂ. ૦–૨–૬ શ્રીનાથસ્વરોદય. રૂ. ૦–૪–૦ શ્રીપ્રણવવિસ્તારપદ. રૂ. ૦–૨–૬ શ્રીઅંતર્યામીના આદેશો, સોનેરી નામવાળા કપડાનું પુંઠું. રૂ. ૦–૧૦–૦ રેશમી પુંઠાવાળું. રૂ. ૦–૮–૦ સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ. રૂ. ૦–૧૨–૦ શ્રીયોગપ્રભાકર નવી આવૃત્તિ. રૂ. ૦–૨–૬ સરલટીકાસહિત ભગવદ્ગીતા બીજી આવૃત્તિ. રૂ. ૦–૫–૬ પ્રણવપદ્ ત્રીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૦ પંચદશી. રૂ. ૪–૦–૦ તત્ત્વબોધ. રૂ. ૦–૮–૦ સદુપદેશમાળા ભાગ પહેલો રૂ. ૦–૩–૬ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦–૦–૬ સદુપદેશક પથો. રૂ ૦–૧–૦ રહસ્યદીપિકાટીકાવાળા શ્રીમદ્ભગવદ્ગીતા ત્રીજી આવૃત્તિ છપાય છે.

ઉપરના ગ્રંથો નીચે લખેલે ઠેકાણેથી વિ૦ પિ૦ થી વા રોકડા મૂલ્યથી મળી શકશે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ.  
બીલખા. કાઠિયાવાડ.

---